# શ્રી જૈન ગરબાવળી.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

મેસર્સ મેઘજી હીરજી.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

૫૬૬, પાયધુની, મુંબઈ નં. ૩

આવૃત્તિ બીજી. પ્રત. ૧૦૦૦

વીર સંવત ૨૪૪૫ વિ. સં. ૧૯૭૫



શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે

છાપી-પાનકુવા નવા દરવાજા-અમદાવાદ.

કિંમત રૂ. ૦-૪-૦.

# નિવેદન.

ગીતો ગાવાનો શોખ નિર્દોષ બાળાઓમાં કુદરતી રીતેજ કાંઈ અધિક પ્રમાણમાં હોય છે, એમ અનેકોને અનુભવથી જણાયું હશે, "ગરબી" એ ગુજરાતનું ખાસ ગીત છે. ગુજરાતી ભાષા બોલનારી અને ચનારી પ્રજા ગરબાઓ તરફ કંઈક મમતાના ભા- ી નીહાળે છે. ગરબી અને ગરબાઓનો પ્રચાર રાત–કચ્છ–કાઠીયાવાડ સિવાય દેશના બીજા કોઈ માં હોય એમ જણાતું નથી. તેને બદલે જુદીજ અને બાંધણીવાળા બીજા ગીતો પ્રચારમાં હોય નવા જોગ છે.

ઃ કુદરતી શોખ કિંવા એક સ્વભાવિક વલણને માર્ગે દોરી જવી એ શિક્ષકો અને ગુરૂઓનું .વ કર્તવ્ય છે. આપણે આપણા બાળકોના હાથમાં જો સુંદર–ઉપયોગી અને શિક્ષાપ્રદ વસ્તુઓ આપી તેમની બુદ્ધિ તેમજ નીતિ જો કેળવવાનું લક્ષ ન રાખીએ તો પછી તેઓ ધુળ અને પથરાઓ ચુંથવામાંજ બીજા સમયનો દુરૂપયોગ કરે એ સહેજે સમજી શકાય તેમ છે. તેવીજ રીતે જો આપણે આપણી ગીત પ્રિય વ્હેનો અને બાળાઓને નૈતિક અને ધાર્મિક ભાવથી ઉભરાતાં ગીતો અને ગરબાઓ પુરાં

પાડવાનું લક્ષ ન રાખીએ તો પછી તેઓ ફટાણા અને શૃંગારિક ગીતો ગાવાને લલચાઈ જાય એમાં કાંઈ નવાઈ નથી. પ્રારંભમાં અજાણતાં, કેવળ બાળ-બુદ્ધિએ જે ગીતો કંઠસ્થ થઇ ગયા હોય છે, તેજ ગીતો વખત જતાં તેમની નીતિ ઉપર બુરી અસર કરનારા થઈ પડે છે અને પછી લોકો કેળવણીનો દોષ કહાડે છે. ત્યારે ન છુટકે મુંગે મ્હાડે બધું સાં-ભળી રહેવું પડે છે. મતલબ એ છે કે પહેલેથી જ આપણે એવો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી બા-ળાઓ અને ભવિષ્યની માતાઓનું નીતિબળ તથા ચારિત્ર બળ સંપૂર્ણ પ્રકારે ખીલી શકે.

આ પુસ્તકમાં જે ગરબીઓ આપવામાં આવી છે તેમાં નીતિ-ધર્મ અને ચારિત્રના મૂળતત્ત્વો ઉપર ખાસ લક્ષ રાખવામાં આવ્યું છે માત-પિતા અને ગુરૂ વિગેરેના ઉત્તેજનથી કચ્છ ગુજરાત કાઠીયા-વાડની જૈનશાળાઓમાં આ ગરબીઓનો પ્રચાર વ-ધતો જાય છે એ સંતોષકારક છે. જેમ જેમ આવી ગીતાવલીને આપણા જૈનબંધુઓ વિશેષ વિશેષ આ-દર આપશે તેમ તેમ કન્યા કેળવણીની ઉન્નતિ થ-વાની સાથે મિથ્યાત્વના સંસ્કારો પણ દૂર થયા વિના રહેશે નહીં. આ ગ્રંથની પ્રથમાવૃત્તિ જૈન-

ધર્મવિદ્યા પ્રસારક વર્ગ. પાલીતાણા તરફથી બ્હાર પાડવામાં આવી હતી. એ આવૃત્તિ ખલાસ થઇ જવાથી આ બીજી આવૃત્તિ બ્હાર પાડવાનું સૌભાગ્ય અમને પ્રાપ્ત થયું છે. તે બદલ વર્ગના વ્યવસ્થાપકોનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવાનો પ્રસંગ જ અમે તો કરી શકતા નથી.

પ્રથમાવૃત્તિ પ્રકટ થયા પછી કેટલાક વર્ષો નીકળી ગયા છે, આપણા જૈન બન્ધુઓ ઉચ્ચ કેળવણી–ધાર્મિક કેળવણીની વાતો કરવામાં કેટલા શૂરા અને વ્યવહારિક બાબતોને ઉત્તેજન આપવામાં કેટલા પાછળ છે તેનો આ ઉપરથી ખ્યાલ આવી શકશે. આપણે આપણાં બાળકો અને બાળિકાઓના મનમાં પવિત્ર–ઉચ્ચ નૈતિક સંસ્કારો દાખલ કરવામાં જોઇએ તેટલા ઉદ્યોગી અને ઉદાર થઈ શકયા નથી એ ખરેખર ખેદનો વિષય છે- ખરૂં જોતાં તો આવી નજીવા મૂલ્યની ગરબાવળીઓ જોત–જોતામાં જ ખપી જવી જોઇએ, અને તેવી ઉપરા ઉપરી આવૃત્તિઓ અલબત્ત સુધારા વધારાવાળી આવૃત્તિઓ બ્હાર પડવી જોઇએ, કોઇપણ કન્યાનું દફતર આ ગરબાવલી વિનાનું ન હોવું જોઇએ, છતાં આટલે લાંબે વખતે પણ આ બીજી આવૃત્તિ બ્હાર પાડવાનો પ્ર-

સંગ મળ્યો છે તે ઉપરથી એટલું તો જોઈ શકાય છે કે ધીમે ધીમે પણ આવા વિષયોનો આદર થતો જાય છે, એક વખત એવો આવશે કે જ્યારે જમાનો આ કાર્યની સંપૂર્ણ કદર કરશે.

આ પુસ્તકમાંની ગરબીઓ કેટલી અસરકારક અને ભાવવાહી છે તેનો નિર્ણય વાચકોએ અને શિક્ષકોએ જ કરવાનો છે. અમારૂં કામ તો નીતિ અને ચારિત્ર્યને નુકશાન કરે એવાં ગીતોને બદલે શુદ્ધ ભાવનાવાળા નૈતિક કાવ્યો બાળાઓના હાથમાં મુકવા અને તેમની સ્વાભાવિક વલણને ઉચ્ચ માર્ગે દોરી જવી એ સિવાય બીજું ન હોઇ શકે. એમાં અમને કેટલી ફત્તેહ મળી છે તેનો ઉત્તાર વખત જતાં સ્વયમેવ મળી જશે.

ગીતોની ભાષા અને રચના પણ તદ્દન સાદી અને સરળજ રાખવામાં આવી છે, જેથી બાળકોને કંઠસ્થ કરવામાં અને સમજવામાં મુશ્કેલી ન નડે. જે શિક્ષકો તથા શાળાના વ્યવસ્થાપકો અમારા આવા પ્રયાસોને હોંસથી વધાવી લેછે તેમનો ઉપકાર માની આ પ્રસ્તાવના સંપૂર્ણ કરીએ છીએ.

પ્રકાશક.

# જૈન બાળ ગરબાવળી.

## ખંડ ૧ લો.

## મંગળાચરણ.

### દોહો.

પરમ પંચ પરમેષ્ઠિનું, સ્મરણ કરૂં [1]સુખકાર;
આરાધું આનંદથી, તે પદ [2]મંગળકાર. ૧
જૈન બાળિકા બોધ લહિ, સેવે આ સંસાર;
શુદ્ધ શ્રાવિકા તે બની, પામે આ ભવ પાર. ૨

---

### જિન શાસનના દેવતાને પ્રાર્થના.

#### હરીગીત.

વિદ્યા વિલાસોને વધારી સર્વ સદ્દગુણ સ્થાપજો,
[3]આનંદકારી બોધ ઉત્તમ આપ [4]અંતર આપજો;

---

૧ સુખને કરનારૂં. ૨ મંગળ કરનાર. ૩ આનંદને કરનાર. ૪ હૃદયમાં.

શુભ કાર્ય સઘળાં સાધવામાં સર્વ વિઘ્ન [1]વિદારજો,
સુખકાર શાસન દેવતા જિન બાળ વર્ગ સુધારજો. ૧
ગુરૂ દેવને વળી ધર્મમાં નિત્ય શુદ્ધ બુદ્ધિ [2]પ્રેરજો,
ભલિભાતથી શુભ ભાવનાની [3]વાસના રજ વેરજો;
ભવિતા ધરાવી ભાવથી સહુ દુષ્ટ દુર્ગુણ વારજો,
સુખકાર શાસન દેવતા જિન બાળ વર્ગ સુધારજો. ૨
સુખ સંપનું સઘળે પ્રસારી ઐક્યનું બળ આપજો,
અજ્ઞાનતાના [4]ઓઘમાંથી શ્રાવિકાજન તારજો,
સુખકાર શાસન દેવતા જિન બાળ વર્ગ સુધારજો. ૩
આનંદ સાગરને ઉછાળી [5]રંગ અંગ વધારજો;
સુખકાર ભક્તિ જ્ઞાનની કરવા સુપ્રેમ પ્રસારજો;
જિન ધર્મને જિન ભક્તિમાં મન બાળિકાનાં ઠારજો.
સુખકાર શાસન દેવતા જિન બાળ વર્ગ સુધારજો. ૪



૧ નાશ કરજો. ૨ સારી બુદ્ધિની પ્રેરણા કરજો. ૩ સારી ભાવનાની વાસનારૂપી રજને વેરજો. ૪ સમૂહમાંથી. ૫ રંગ—આનંદ.

## અચકો મચકો કારેલી—એ રાગ.

સૌ બ્હેનો આવો મળીએરે,
ધર્મ તણાં ગીતો ગાઇએરે;
[1]સમકિત શ્રૃંગાર ધરીનેરે,
જન્મ તણો લ્હાવો લહિએ. ૧

શુભ ધર્મ ભાવના ભાવીરે,
આ ભવસાગરને તરીએ;
સામાયિક સુંદર સેવીરે,
પાપ બધા તે [2]પરહરિએ. ૨

અતિચાર બધા આલોવીરે,
પડિકમવા પ્રીતિ કરીએ;
અપરાધ ખમાવી ખાંતેરે,
અંગ ઉમંગ સદા ધરીએ. ૩

વાંદી ગુરૂ [3]ગૌરવ ધારીરે,
ભક્તિ ભાવ હૃદયે ધરિએ;

---

૧ સમકિતરૂપ શ્રૃંગાર. ૨ નાશ કરીએ. ૩ ગૌરવ—મહત્તાને ધારણ કરનારા.

અંતરમાં ભાવ વધારીરે,
જિન પૂજા પ્રેમે કરીએ. ૪

જિન નામ જપી [1]જયકારીરે,
જન્મ સફળ કરીએ જગમાં;
થઈ ધીર ધ્યાન શુભ ધરીએરે,
[2]શિવપદના સુખને વરીએ. ૫

સાધર્મિ બંધુની સેવારે,
અંગ ઉમંગ ધરી કરીએ;
કરી સંપ સર્વમાં ભળીએરે,
જીવ દયા દિલમાં ધરીએ. ૬

નિત્ય વિનય વડિલનો કરવારે,
હોંશ ધરી હર્ષિત થઇએ;
પતિ પ્રેમ હૃદયમાં ધરવારે,
મગ્ન બની મનમાં રહિએ. ૭

ધરિએ ગુણ નિત્ય ગણાઇએરે,
શ્રાવકની કુળની બાળા;
પહેરો સૌ પ્રેમે ધરીનેરે,
સદ્‌ગુણની સુંદર માળા. ૮

---

૧ જયને કરનારૂં. ૨ મોક્ષ પદના.

# શ્રાવકની બાળા કેવી હોય.

આવી છે બાબુને માંડવેરે, જાદવકુળની તે જાન, એ-રાગ.

સુંદર સદ્ગુણ [1]ધારતીરે, એવી શ્રાવક બાળ;
પ્રેમ [2]સુવાસ પ્રસારતીરે, એવી શ્રાવક બાળ. ૧

જ્ઞાનના ગુણથી ગાજતીરે, એવી શ્રાવક બાળ;
વિદ્યા વિનોદથી રાજતીરે, એવી શ્રાવક બાળ. ૨

વિનય વડિલનો રાખતીરે, એવી શ્રાવક બાળ;
સત્ય વચન મુખ [3]ભાખતીરે, એવી શ્રાવક બાળ. ૩

શુદ્ધ સતીવ્રત પાળતીરે, એવી શ્રાવક બાળ;
નીતિને [4]પંથે ચાલતીરે, એવી શ્રાવક બાળ. ૪

સંપ તણું સુખ પામતીરે, એવી શ્રાવક બાળ;
જગતમાં [5]યશથી જામતીરે, એવી શ્રાવક બાળ ૫

સાસરિએ સ્નેહ રાખતીરે, એવી શ્રાવક બાળ;
પ્રેમ તણો રસ ચાખતીરે, એવી શ્રાવક બાળ. ૬

---

૧ ધારણ કરતી. ૨ પ્રેમની સુગંધ ફેલાવતી. ૩ બોલતી. ૪ નીતિને માર્ગે. ૫ યશ-કીર્તિ.

# ખંડ ૨ જો.

## "માતા તરફથી પુત્રીને શીખામણ."

તિર્થ તણી આશાતના નવ કરીએ—એ રાગ.

માતા કહે નિજ પુત્રીને સુણ બ્હેની,
સારી શિખની વાત,
પૂરણ પ્રેમથી ધારજે તે મજેની;
તારા હિતની એ વાત. માતા. ૧

દેવ ગુરૂને ધર્મને નિત્ય સેવી,
લેજે સમકિત છાપ,
ભાવ ધરીને ભાવજે ભલી રીતે;
શુદ્ધ ભાવના આપ. માતા. ૨

સત્ય વદી સત્ય ચાલજે સર્વ સાથે,
છોડી છલતાની વાત;
અંતરમાં અભિમાનને એમ ધરજે,
હું છું શ્રાવક જાત. માતા. ૩

પ્રેમ પતિમાં રાખજે શુદ્ધ ભાવે.
તેનાં વચનાનુસાર;

વર્ત્તન કરજે વ્હાલી નિત્ય વ્હાલી,
થાશે ભવ સુખકાર. માતા. ૪

શાણી સહિયરના સાથમાં નિત્ય રહેજે,
ધરી શિળ શણુગાર;
સારી સુઘડતા સાધવા સ્નેહ ધરજે,
એ છે શિખનો સાર. માતા. ૫

લેશ ન ધરજે ગર્વને પ્રાય બ્હેની,
નવ લોપજે લાજ;
વિનય વડીલનો સાચવી તન મનથી,
કરજે ઘરનાંજ કાજ. માતા. ૬

પાય ન ધરજે પ્રેમદા પર ઘરમાં,
લાગે અનુચિત આળ;
વાત ન કરવી હાસ્યથી પર સાથે,
એ ગણાયે કુચાલ. માતા. ૭

શ્રાવકની કુળ દીપિકા બ્હેન થાજે,
તારાં માત ને તાત;
કીર્ત્તિ ધરે કુળવાનની જેમ જગમાં,
તેમ રાખજે વાત. માતા. ૮

પુસ્તક પ્રેમથી વાંચજે બોધ લેવા,
તેમાં રાખજે વ્હાલ;
જૈન સતીના ખ્યાલને મન ધરજે,
તુ છે વીરની બાળ. માતા. ૯

## કન્યા કેળવણી વિષે.

[ રાસડો. ]

કન્યા કેળવણી વધારજો, સુભાવ ધરી,
કન્યા કેળવણી વધારજો—ટેક.
દેશ તણો શુભ ઉદય થાશે,
મહિલા મંડળને સુધારજો. સુભાવ ધરી. કન્યા. ૧
સુજ્ઞ માતાનાં બાળક સુજ્ઞો.
શંકાને દૂર પરિહારજો. સુભાવ ધરી. કન્યા. ૨
કેળવણી સુખકારી સદા છે,
શાસ્ત્ર વચન સત્ય ધારજો. સુભાવ ધરી. કન્યા. ૩
કેળવણીથી જ્ઞાતિ સુધરશે,
એ છે જગતમાંહે સારજો. સુભાવ ધરી. કન્યા. ૪

માતાનાં લક્ષણુ આવે સંતાનમાં,
સુજ્ઞ હૃદયમાં વિચારજો. સુભાવ ધરી. કન્યા. ૫
બાળકનાં અતિ કોમળ ચિત્તમાં,
શુદ્ધ વિચાર છાપ મારજો. સુભાવ ધરી. કન્યા. ૬
જ્ઞાતિ ને દેશમાં કન્યા કેળવણી,
પ્રેમ ધરીને પ્રસારજો. સુભાવ ધરી. કન્યા. ૭
શ્રાવક કુળની શોભા વધારો,
ઉતરશો ભવપારજો. સુભાવ ધરી. કન્યા. ૮
રત્નસિંહ કહે જ્ઞાનદાતા થઈ,
મોક્ષનગરમાં પધારજો. સુભાવ ધરી. કન્યા. ૯

---

## શિયળ વિષે.

[ ભવ જળ પાર ઉતાર—એ રાગ. ]

શીળ ભૂષણુ નરનાર. જગમાં
શીળ ભૂષણુ નરનાર. (૨)
એ વિણુ કનકાદિનાં ભુષણુ,
જાણી લેજો ભાર, જગમાં. ૧

શીળાભૂષણ ભૂષિત જે છે,
ધન્ય છે તસ અવતાર. જગમાં. ૨
સર્વ ગુણોમાં અનુપમ એ ગુણ,
આપે સુખ શ્રીકાર. જગમાં. ૩
ઇંદ્ર અમર ને રાય પ્રશંસે,
શીળને જે ધરનાર. જગમાં. ૪
સુલસાદિક જે જગ વિખ્યાતા,
શીળથી ભવનો પાર. જગમાં. ૫
સીતા દમયંતિનો મહિમા,
વરતે છે મનોહાર. જગમાં. ૬
સુરતરૂથી પણ અધિકો જાણો,
સ્વર્ગ મોક્ષ દાતાર. જગમાં. ૭
શુળી સિંહાસન પ્રગટાવે,
મહિમા જશ વિસ્તાર. જગમા. ૮
કષ્ટ પડે પણ એને સેવો,
એહ સદા સુખકાર. જગમાં. ૯
રત્નસિંહ કહે જૈન તણી પણ,
એહ થકી જયકાર. જગમાં. ૧૦

# ખંડ ૩ જો.

## પુત્રીની વિનંતિથી માતાએ આપેલ સુબોધ

( મેઘાડંબર ગાજે-એ રાગ. )

પુત્રી કહે નિજ માતાને, માતા બોધ અપાવો,
સદ્ગુણ રત્ન મળે મુને, ઉપજે સદ્ભાવો;
નિર્મળ બુદ્ધિ ચિત્તમાં, કેમ થાય અમારી,
કેમ મળે નિજ ધર્મની, શુભ સમજણ સારી. ૧

માતા કહે સુણ બાળિકા, શીખ એહ અમારી,
સદ્વર્ત્તનથી ચાલજો, વધે લાજ તમારી;
સત્ય વચન નિત્ય બોલવાં, દૂર મિથ્યાથી રહેજો,
માન વડીલને આપજો, વાણી વિનયથી કહેજો. ૨

દેવ ગુરૂ ને ધર્મમાં, શુદ્ધ શ્રદ્ધા ધરજો,
લાવી દયા નિજ અંતરે, કષ્ટ પરનાં હરજો;
જ્યાં ઉપદેશ કથા તણી, થાય ચર્ચા સારી,
વ્હેન જવું ત્યાં વેગથી, શુભ ભાવ વધારી, ૩

સાંભળવા ઉપદેશને, મન વચન સૂધારી,
પર નિંદા પર વાતને, નવ કરવી વધારી;

જે નારી તે આચરે, અંતરાય કરે તે,
ધર્મ તણા ઉપદેશમાં, બહુ કર્મ ધરે તે. ૪

શ્રવણ કરીને સુંદરી, પછી અંતર ધરજો,
મનન કરી તે વાતનું, તેવી કરણી કરજો;
એ રીતે ઉપદેશને, જે શ્રવણ કરે છે,
તે સદ્ગુણી શ્રાવિકા, નિત્ય પુણ્ય ધરે છે, ૫

## મિથ્યાત્વના છ ભેદ વિષે.

[ વિમળા નવ કરશો ઉચાટ—એ રાગ. ]

છોડો સુંદર શ્રાવક બાળ મલિન મિથ્યાત્વનેરે. ટેક.
રાગ દ્વેષથી નિત્ય ભરેલા,
પક્ષપાતમાં રહે મચેલા;
નવ માનો એ રાગી લૌકિક દેવનેરે. છોડો. ૧

પાપ અઢાર સુખે જે સેવે,
રાખે પરિગ્રહ રહે કુટેવે;
એ લૌકિક ગુરૂ તણી કરો નહીં સેવનેરે. છોડો. ૨

હોળી ધૂળેટી વિજયા દશમી,
નાગપંચમી શિયળ સપ્તમી;

આરાધો નહીં સર્વે લૌકિક પર્વનેરે. છોડો. ૩

છત્ર ચઢાવો આંગી રચાવો,
પૂજા પ્રેમે આપ ભણાવો;
લાલચ છોડી ભજો લોકોત્તર દેવનેરે. છોડો. ૪

વેષ ધરી જે જન ઠગનારા,
જે નિર્મળ તપ આચરનારા;
નહીં લોકોત્તર ગુરૂ ભજો ધરી આશનેરે. છોડો. ૫

આરાધું જિન પર્વ સદા હું,
સુખસાધક ધનવંત બનું હું;
એ ધારી સાધો ન લોકોત્તર પર્વનેરે. છોડો. ૬

---

## પ્રભુ સ્તુતિ.

(શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી–એ રાગ.)

વીર જિન ચરણ શરણ જાવું,
મારે નિત્ય સખી. વીર જિન. ટેક.
ધર્મ રંગ અંગમાં ઉમંગથી ધરીને,
વીરના ગુણોનું ગાન ગાવું. મારે નિત્ય સખી. ૧

ભવ તરાવનાર ભજી ભાવથી જિનેશને,
કર્મને વિદારનાર થાવું. મારે નિત્ય સખી. ૨
ધર્મ વીરતાથી વીર ધર્મને વધાવવા,
વીર બાળ બની નિત્ય ધાવું. મારે નિત્ય સખી. ૩
કર્મને કષાય નિત્ય કષ્ટરૂપ માની,
વીર પ્રભુ તણું ધ્યાન ધ્યાવું. મારે નિત્ય સખી. ૪
શ્રાવિકા સતી ચરિત્ર સાંભળી સુખેથી,
શ્રાવિકા સુબોધ ધારી થાવું. મારે નિત્ય સખી. ૫
ધ્યાન શ્રી દેવાધિ દેવનું ધરી ધરામાં,
જ્ઞાન નીર માંહિ નિત્ય ન્હાવું. મારે નિત્ય સખી. ૬
પ્રેમનો પ્રભાવ પ્રભુ ભક્તિમાં પ્રસારી,
પુણ્યવંત પ્રાણીમાં ગણાવું. મારે નિત્ય સખી. ૭
સંપ ધરી સ્વધર્મ નિત્ય સમકિતે સૂધારી,
શિવપુરી સમીપ સદા જાવું. મારે નિત્ય સખી. ૮

# શ્રાવિકા મેળાપ.

અચકો મચકો કારેલી—એ રાગ.

ચાલો સૌ સંપે રમિએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.
સદ્ગુણથી સૌને ગમિએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.
જાગી વ્હેલાં [1]પરભાતે બે'ન,
છો શ્રાવકકુળની માળા.
સ્મરિએ પ્રભુને ભલિભાતે બે'ન,
છો શ્રાવકકુળની માળા.
પછી માતપિતાને નમિએ બે'ન,
હો શ્રાવકકુળની માળા.
ત્યાં [2]ભક્તિરંગમાં રમિએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.
તે માત પિતા ઉપકારી બે'ન,
છો શ્રાવકકુળની માળા.

---

૧ સ્હવારે. ૨ ભક્તિના રંગમાં.

દુઃખ વેઠી જે [1]સુખકારી બે'ન,
છો શ્રાવકકુળની માળા.
કરિ દાતણુ ચોળી ન્હાઇએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.
પછી વાળ ઓળાવી લહીએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.
પછી દેવ ગુરૂને ભજીએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.
સઘળા અવગુણને ત્યજીએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.
કરી ભોજન ભણુવા જઇએ બે'ન,
છો શ્રાવકકુળની માળા,
ધરિ વિનય જ્ઞાનગુણ લહીએ બે'ન,
છો શ્રાવકકુળની માળા.

---

૧ સુખ કરનારા.

# "બોધદાયક રાસડો."

## ( પૂનમ ચાંદની ખીલી પૂરી અહીંરે-એ રાગ. )

સુણજો સુંદર બોધ સખી સહુ પ્રેમ ધરી બહુરે,
સજની શ્રવણ કરીને મનન કરો દિલ માંય;
એવો સુંદર બોધ સૂણીને મનમાં ધારીએરે. ટેક.

### સાખી.

શીલ ધરો સૂરતરૂ સમો, ભવો ભવ જે સુખકાર,
શીતળ અગ્નિ શીલથી, થાય મોક્ષ મનોહાર;
સીતા દમયંતિ ને સુલસા સર્વે ગવાય છે રે,
સહીયર એ સહુ સુંદર શીળ તણો મહિમાય. એવો. ૧

### સાખી.

સદાચરણ શુભ શાસ્ત્રને, કર ધરી થઇએ સૂર,
વધશે શ્રી કીર્ત્તિ સદા, સુખ મળશે ભરપૂર:
સજની એ ગુણ ધરતાં આશ સફળ સહુ થાય છેરે,
સર્વે વિઘ્નો જાશે દૂર સદા દુઃખકાર. એવો. ૨

### સાખી.

વિનય સુગુણને સેવીએ, જે ગુણમાં શિરદાર,
એ વિણ ગુણ શોભે નહીં, દેહ વિના શણગાર;

સહિયર વિનય વિના શુભ જ્ઞાન કદી નહીં સંપજેરે,
ધારો તાત માત પતિ વડીલ વિનય સુખકાર. એવો.૩

સાખી.

મિથ્યા મલિન નિવારિયે, આણુ ધરી જિનરાજ,
સાચા શ્રી અરિહંતજી, ભવનિધિ તારણ જહાજ:
કુગુરૂ કુદેવ મિથ્યા પર્વ સેવો નહીં કદારે,
સહિયર સમકિત રત્ન તણી કરજો સંભાળ. એવો. ૪

સાખી.

સર્વ સાહેલી હળીમળી, વરતો વિશ્વ મોઝાર,
કુસંપ કેરા પાશમાં, પડો ન જે દુઃખકાર;
કુટુંબ સંપી જ્યાં વરતે છે ત્યાં સુખ સંપદારે,
કાચા તંતુ બહુ મળતાં હસ્તિ બંધાય. એવો. ૫

સાખી.

સદ્ગુણ મુક્તાફળ તણી, માળ ધરો ઉર ખાસ,
અતિ શોભા એથી વધે, મળે મોક્ષ આવાસ;
એ છે રત્નસિંહની શિક્ષા સુંદર ધારજોરે,
ચાહો મહિલા મંડળની સુખકર જયકાર. એવો. ૬

## "શ્રાવિકાએ કેવે ઠેકાણે જવું જોઇએ તે વિષે."

(સખી નમિયે છે નેમ જિનરાય, ગઢ ગિરનારેરે—એ રાગ)

સૌ સુણો શિખામણ સાર, શ્રાવક બાળારે,
ધરો સુંદર સુખ કરનાર, સદ્ગુણ માળારે;
જ્યાં મળે જ્ઞાનનો બોધ, લક્ષણ સારાંરે,
ત્યાં જવું કરી મન શોધ, થાય સૂધારારે. ૧

જ્યાં ધર્મ તની શુભ વાત, ધર્મ વધારેરે,
ત્યાં પ્રેમે શ્રાવકબાળ, પાય પસારેરે;
જ્યાં જિનમંદિર જિનરાય, નિત્ય બિરાજેરે,
ત્યાં દર્શન કરવા કાજ, જાવું છાજેરે. ૨

જ્યાં સતિયોની શુભ વાત, સખીઓ કરતીરે,
ત્યાં જાશે શ્રાવકનાર, સુદ્ધ મન ધરતીરે;
જ્યાં ગુરૂ મુખના ઉપદેશ, ઉત્તમ થાતારે,
ત્યાં હોંશ ધરે જિનબાળ, સત્વર જાતાંરે. ૩

જ્યાં વનિતાનો નિજ ધર્મ. સૌ સચવાયેરે,
ત્યાં ધર્મી શ્રાવકબાળ, વેગે જાયેરે;
જ્યાં પુરૂષોને બહુ સાથ, જાયે આવેરે,
નવ જાવું બ્હેની ત્યાંય. એ નવ ફાવેરે. ૪

જ્યાં ઠઠ્ઠાબાજી થાય, દુર્ગુણ ધરવારે,
નવ જાવું ત્યાં ક્ષણવાર, એ દુઃખ કરતારે;
સૌ સુણો શ્રાવિકાબાળ એ શીખ સારીરે,
નિત્ય ધરજો અંતર આપ, પ્રેમ પ્રસારીરે.

---

## સાધ્વીજીનો બોધ

"જાન જનાવરની મળી મેઘાડંબર ગાજે—એ રાગ."

બ્હેનો, સુણો એક વાતડી,
આજ હું લાભ પામી;
આવી મળ્યાં એક સાધવી,
રહી હું [1]શિરનામી, ૧

આવી ઉપાશ્રય [2]ધામમાં,
મુને પાસ બેસાડી;
બોધ કર્યો ભલીભાતથી,
જેમ માયાળુ [3]માંડી. ૨

બ્હેન સાંભળજે સ્નેહથી,
આપું શીખજ સારી;

---

૧ મસ્તક નમાવી. ૨ સ્થાનમાં. ૩ માતા.

શ્રાવકની તું બાળ છે,
તેથી લાગણી મારી. ૩

સ્નેહથી શ્રાવક બાળિકા,
સારી સંગત કરજે;
ધીર બની તે ધર્મમાં,
કુળની રીત ધરજે. ૪

સમકિતના શણગારને,
બ્હેન ધારજે પ્રીતે;
સ્નેહ ધરીને સેવજે,
[1]સદાચાર [2]સુરીતે. ૫

ભણતર ભણજે ભાવથી;
બ્હેન બુદ્ધિ સુધારી;
શ્રાવકના સંસારમાં,
અતિ તે સુખકારી. ૬

વિનય વડિલનો રાખજે,
ખંત ખુબ વધારી;
શ્રાવકકુળની બાળિકા,
લેજે જન્મ સુધારી. ૭

---

૧ સારો આચાર, ૨ સારી રીતે.

ગુરૂણીજીના મુખથી,
લાભ રંગથી લીધો;
પ્રેમ અપાર હૃદયે ધરી,
[1]શીખનો રસ પીધો. ૮

---

# ખંડ ૪ થો.

## ભણતરનો મહિમા

પીતળ લોટા જળે ભર્યારે—એ રાગ.

ચાલો બ્હેનો સૌ સ્નેહથીરે,
જિનશાળામાં જઇએ;
ઓ સજની ભણતર ભણીએ ભાવથીરે—ટેક.
બ્હેનો મુખે શું વર્ણવુંરે,
જ્ઞાન તપો મહિમાયરે. ઓ. ૧
શ્રાવક કુળની બાળિકારે,
જ્ઞાન વિના ન ગણાયરે. ઓ. ૨

---

૧ શીખામણનો રસ.

શિક્ષણ પામી સુંદરીરે,
સફળ કરો અવતાર ઓ. ૩

વાંચન વનિતા શીખશો તો,
મળશે વિવિધ વિનોદરે. ઓ. ૪

લેખન [1]લલના જાણશો તો,
લખશો સુંદર લેખરે. ઓ. ૫

ભણતર વિનાની [2]ભામિનીરે,
આ ભવમાં ભટકાયરે. ઓ. ૬

---

## સાત વાર.

[3]આદિત્યે આનંદ, સહિયર સંગેરે.
જિન કન્યાશાળા માંય, ભણિએ રંગેરે. ૧

સોમે સામાયિક નિત્ય, સહિયર કરીએરે,
શુદ્ધ દેવ ગુરૂનું ધ્યાન, મનથી ધરિએરે. ૨

[4]મંગળમાં મંગળરૂપ, જિનવર ભજીએરે,
આ ભવનાં સઘળાં પાપ. તનથી ત્યજીએરે. ૩

---

૧ સ્ત્રી. ૨ સ્ત્રી ૩ રવિવારે. ૪ મંગળવારે.

બુધવારે ધરવા બોધ, બુદ્ધિ ધરિએરે,
વાંચી પુસ્તકના થોક, આપ સુધરિએરે. ૪

ગુરૂએ ગુરૂનો ઉપદેશ, લેવા જઇએરે,
લઈ [1]શુભવર્ત્તનની શીખ, નિર્મળ થઇએરે. ૫

શુક્રે [2]સતીઓનાં ગીત, ગુણિઅલ ગાઓરે,
પતિ ભક્તિ સર્વમાં સાર, એ મન લાવોરે. ૬

---

## જિન દર્શનનો મહિમા

જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે—એ રાગ.

ચાલો બધી બાળ શ્રાવિકા,
જિન દર્શન કરવા;
[3]અંગ ઉમંગ ધરો સહુ,
જિનનાથ નિરખવા. ૧

દેખી દેરાસર દીપતું,
દીલનાં દુઃખ [4]દળીએ;
ભવ્યપણાના ભાવમાં,
ભલી ભાતથી ભળીએ. ૨

---

૧ સારી ચાલની. ૨ સતી સ્ત્રીઓના. ૩ શરીરમાં. ૪ નાશ કરીએ.

નમન કરી [1]જગનાથને,
ગહેની નિર્મળ થઇએ; ૩
ધ્યાન ધરીને ધીર થઇ;
પ્રભુના ગુણ ગાઇએ.

નિરખી [2]નિરંજન નાથની,
મહા [3]મંગળ મૂરતિ;
અતિ ઉમંગથી અંગમાં,
ધરી સુંદર [4]સુરતિ. ૪

પ્રેમથી અંદર પેસતાં,
મુખ "[5]નિસ્સહિ" કહિએ;
સર્વ મળી સખી સાથમાં,
રમી [6]રંગથી રહીએ. ૫

શુદ્ધ દેવાધિ દેવના,
કરિ દર્શન આજે;
ચાલો ચતુરા સૌ મળી,
કરવા શુભ કાજે. ૬

---

૧ જગતના સ્વામીને. ૨ નિરંજન—નિર્મળ, શુદ્ધ ૩ મહા મંગળ સ્વરૂપ. ૪ સારી પ્રીત. ૫ દેરાસરમાં જતાં ત્રણ વખત નિસ્સહિ કહેવાય છે. ૬ આનંદથી.

# વિદ્યાનો મહિમા.

## ગોકુળ મથુરાંરે વાલા—એ રાગ.

મા મને વિદ્યારે વાલી, થઉં હું તેથી તને વ્હાલી;
નહિ રહું રે [1]તેથી ઠાલી, પ્રેમ તેમાં રાખું પાળી.
મા. ૧

જ્ઞાનથીરે ગમ્મત ભારે, જ્ઞાનથી સુખ છે સંસારે;
વિવેકીરે [2]જ્ઞાનધારે, જ્ઞાન આ ભવસાગર તારે.
મા. ૨

વિદ્યાથીરે સદ્‌ગુણ આવે, તેથી તે સૌ જનને ભાવે;
વિદ્યાનેરે સહુ જન માને, આવે નહિં તે જન [4]નાદાને.
મા. ૩

જુવાનેરે વિદ્યા કેવી, ગણાયે કલ્પલતા જેવી;
ગવાયેરે ગુણ સૌ તેના, મનાયે ભાવ સકળ તેના.
મા. ૪

---

૧ તે વિદ્યાથી ઠાલી-ખાલી નહીં રહું. ૨ પાળી-પોષી. ૩ જ્ઞાનને આધારે વિવેકી થવાય છે. ૪ નાદાન-હલકા માણસમાં તે વિદ્યા આવતી નથી.

માતારે પૂરી કૃપા કરજો, ભણાવા ભાવ સ ા ધરજો,
ગુખીરે તેથી અમે થાશું, માતા ગુણ આપ તણા ગાશું.
મા. ૫

માતારે જ્ઞાન [1]રતિ મારી, [2]સુતાને લેજોરે તારી;
ભણેરે [3]ભામિની જે ભાવે, તેને ભવનાં દુ:ખ નહિં આવે.
મા. ૬

---

## પર્વનો મહિમા.

### મહિનાનો રાગ

સખી આજ [4]અનુપમ પર્વ, [5]જિનાલય જઇએરે;
કરિ જિનવર દર્શન પ્રેમથી, [6]પાવન થઇએરે. ૧
ગાઈ ગુરુવર ગુણનાં ગીત, ગમ્મત બહુ કરીએરે;
શુદ્ધ ભાવથી ભજી ભગવાન, આ ભવદુ:ખ હરિએરે. ૨
એનિ નિરખી નિરંજન નાથ, નયનમાં ઠરીયેરે;
તેનું જપિએ નિર્મળ નામ, [7]કરમને હરિએરે. ૩

---

૧ જ્ઞાન ઉપર પ્રીતિ. ૨ પુત્રીને. ૩ સ્ત્રી. ૪ જેની ઉપમા નથી એવું. ૫ દેરાસર. ૬ પવિત્ર. ૭ કર્મનો નાશ કરીએ.

એ ધર્મ રૂપનું ધ્યાન, હૃદયમાં ધરિએરે,
નમી ત્રિભુવન [1]તારક દેવ, [2]મહાભવ તરિએરે. ૪
એક અરિહંત ઉત્તમ દેવ, [3]ઉપાસી [4]રંગેરે,
બ્હેની કર્મ ખપાવો ખુબ, રહેવા [5]શિવ સંગેરે. ૫
થયો શ્રાવક કુળ અવતાર, સફળ તે કરવોરે,
રાખિ ટેક સતી વ્રત ધર્મ, [6]રસેથી ધરવોરે. ૬

---

## વાર્ષિક પર્વ મહિમા.

"ઓધવ માધવને કહેજો."—એ રાગ.

સખીઓ સૌ ચાલો ભણીએ,
પ્રેમથી પર્વ દિવસ ગણિએ;
ધર્મથી કર્મ બધાં હણિએ,
ભાવથી જિન ભક્તિ કરીએ,
પાપથી સર્વ કાળ ડરિએ. એ ટેક.
કારતક માસ સખી આવે,
[7]પંચમી જ્ઞાન તણી ભાવે;
[8]જ્ઞાનનાં આવરણો નાવે. સખીઓ. ૧

---

૧ તારનારા. ૨ મોટા સંસારને. ૩ ઉપાસના કરી. ૪ રંગે—આનંદમાં. ૫ મોક્ષને સંગે. ૬ રસથી. ૭ જ્ઞાનપંચમી. ૮ તે જ્ઞાનાવરણીય કર્મ આવતાં નથી.

[1]માગશર મૌન એકાદશીનો,
તપસ્યા ધર્મ ઘણો તેનો;
ગવાયે [2]ધર્મ રંગ જેનો. સખીઓ. ૨

પોષે પ્રેમ ધરો ધર્મે,
વધારો ભાવ [3]સુકૃત કર્મે;
થશો સૌ યોગ્ય [4]મોક્ષ શર્મે. સખીઓ. ૩

વસંતે માઘ માસ આવે,
પ્રભુની ભક્તિ સદા ભાવે;
ભકત સૌ વસંતને ગાવે. સખીઓ. ૪

ફાગણ [5]અશુભ પરવ હોળી,
ચૈતરમાં વ્રત શુભ ઓળી;
કરો નિત્ય એ વ્રત થઈ ટોળી. સખીઓ. ૫

વૈશાખે વાય ઘણા વાયુ,
ગણે નહીં તપસી [6]નિજ આયુ;
જેઠ થાય [7]તપ્ત અતિ [8]સ્નાયુ. સખીઓ. ૬

---

૧ માગશર માસમાં મૌન એકાદશી આવે છે. ૨ ધર્મનો ઉત્સવ. ૩ સારાં કામમાં. ૪ મોક્ષના સુખને યોગ્ય થશો. ૫ નઠારૂં પર્વ હોળી છે. ૬ તપસી એવી તપસ્યા કરે છે કે, તેઓ પોતાના આયુષ્યને પણ ગણતા નથી. ૭ તપી ગયેલી. ૮ સ્નાયુ—નસો.

અષાડે [1]ઘન ગરજી વર્ષે,
ચોમાસી વ્રત કરો હર્ષે;
ધરો નિત્ય નિયમ રહો [2]સરસે. સખીઓ. ૭

શ્રાવણ માસ [3]ધર્મ ધારી,
[4]પર્યુષણ પર્વ આવે ભારી;
શ્રાવક જનને તે [5]શિવકારી. સખીઓ. ૮

પછી ભવ્ય ભાદરવો આવે,
ખમાવો સંવત્સરી ભાવે;
[6]જન્મ ને મરણ ફરી નાવે. સખીઓ. ૯

ઓલી વ્રત આસોમાં આવે,
દીવાલી પર્વ સુણો ભાવે;
બાળા સૌ ગીત ઘણાં ગાવે. સખીઓ. ૧૦

---

૧ મેઘ. ૨ રસ સહિત રહો. ૩ ધર્મને ધારણ કરનાર. ૪ પજુસણ પર્વ. ૫ મોક્ષ કરનાર. ૬ જન્મ અને મરણ.

# ખંડ ૫ મો.

## સામાયિક વિષે.

આવો આવો શિવશંકર ભોળા–એ રાગ.

ચાલો સખી સામાયિક કરિએ,
ધરિ ધ્યાન જ્ઞાન હૃદય[1] ધરિએ. એ ટેક.

પેહેરી શુદ્ધ વસ્ત્ર શુચિ[2] થઇએ,
કટાસણ આસનને લઈએ:
પુંજી સ્થળ[3] આસનપર રહિએ. ચાલો. ૧

ડાબે કર મુહપત્તિને ધારી,
બીજો [4]કર [5]સન્મુખ પ્રસારી:
[6]સ્થાપન આચાર્ય રહો ધારી. ચાલો. ૨

સખી નવકાર મુખે ગણિએ,
પંચિંદિય પાઠ પછી ભણીએ;
બધા [7]ભવ કામ દૂરે હણિએ. ચાલો. ૩

---

૧ હૃદયમાં. ૨ પવિત્ર. ૩ જ્યાં બેસવાનું હોય તે જગ્યાને. ૪ જમણો હાથ. ૫ સ્થાપનાચાર્ય સામે પ્રસારી–રાખી. ૬ સ્થાપનાચાર્ય. ૭ સંસારનાં બધાં કામનો દૂર કરી નાશ કરીએ.

ઇર્યાવહિ પાઠ ભણી પ્રીતે,
લોગસ્સ કાઉસગ્ગની રીતે;
પડીલેહણાને કરો ચિત્તે. ચાલો. ૪

ગણો બોલ સર્વ [1]પચાશ મુખે,
પડિલેહો મુહપત્તિને સુખે,
રહેશો નહીં આ ભવમાં દુઃખે. ચાલો. ૫

કરી પછી ધ્યાન [2]સઝાય ભણો,
[3]નિરંતર શ્રી નવકાર ગણો;
ધરો શુભ ભાવ હૃદેથી ઘણો. ચાલો. ૬

---

## સાત વાર.

### પડવેની પણ પ્રીત--એ રાગ.

[4]આદિત્યે આનંદ, શ્રાવક બાળારે,
કરો નિત્ય [5]પઠનમાં પ્રેમ, છોડી [6]કુચાલારે. ૧
સોમે સખિઓ સાથ, ભણવા જઇએરે,
મનરંજન સુંદર બોધ, બ્હેનો લઇએરે. ૨

---

૧ મુહપત્તિના પચાશ બોલ ગણો. ૨ સ્વાધ્યાય. ૩ નિરંતર આજ રીતે. ૪ રવિવારે. ૫ ભણવામાં. ૬ નઠારા ચાળા.

મંગળે મંગળરૂપ, ગુરૂને નમિએરે,
ધરિ વિનય વિવેક [૧]અનૂપ, ગુણમાં રમિએરે. ૩

બુધવારે સૌ બ્હેન, બુદ્ધિ સુધારીરે,
સો બાળા ધરજો બોધ. વ્હેમ [૨]વિહારીરે. ૪

ગુરૂએ ગુરૂ ઉપકાર, [૩]અંતર ધરિએરે,
દે જ્ઞાન તણું જે દાન, તે ન વિસરિએરે. ૫

શુક્રે સદ્‌ગુણ પાઠ, પઢજો પ્રીતેરે,
શુભ ધર્મ બોધની સાથ, ધરજો રીતેરે, ૬

શનિએ શ્રાવક બાળ, સમકિત ધરજોરે,
થઇ શુદ્ધ શ્રાવિકા નાર, [૪]ભવજળ તરજોરે. ૭

એ સાત વાર સૌ બાળ, હૃદયે રાખોરે,
થઇ સદ્‌ગુણિ સુંદર નાર, [૫]શુભ ફળ ચાખોરે. ૮



૧ જેની ઉપમા નથી તેવા. ૨ નાશ કરીને. ૩ હૃદયમાં. ૪ સંસારરૂપી જળને. ૫ સારાં ફળને ચાખો.

# માતાપિતાની સ્તુતિ.

## મામેરૂં મોંઘા મૂલનું—એ રાગ.

સુખદાતા માતા પિતા બાળના,
ઉપકારી તે સમ નહિં કોય;
નમો માત તાતને. ટેક. ૧
દુઃખી દેખી સદા નિજ બાળને,
અતિ દુઃખી હૃદયમાં જે હોય. નમો. ૨
નવ માસ ઉદર માંહિ રાખતાં,
કરે માત ઘણી સારવાર. નમો. ૩
ભીનામાંથી સુકામાં સુવાડતાં,
કેવો માત તણો ઉપકાર. નમો. ૪
કરી હેત હૈયામાં દાબતી,
માતા હરખે હાલરડાં ગાય. નમો. ૫
દુઃખ વેઠી સદા સુખ આપતી,
કહો [1]જનની એ ક્યમ વીસરાય. નમો. ૬
પિતા [2]પોષક [3]પાળક આપણા,
તેનો [4]અગણિત છે ઉપકાર. નમો. ૭

---

૧ માતા. ૨ પોષણ કરનાર. ૩ પાલન કરનાર. ૪ અસંખ્ય—ઘણા.

પિતા પ્રેમથી બાળ પઢાવતાં,
જ્ઞાન દાન અપાવે સાર. નમો. ૮

માત તાત એ [1]જંગમ તીર્થ છે,
કરો ભાવથી તેમની સેવ. નમો. ૯

માત તાતની ભક્તિ ભાવથી,
મન રાખો એ કરવા ટેવ. નમો. ૧૦

તે [2]કુપુત્ર [3]કુપુત્રી જાણવાં,
નવ રાખે વડિલનું જે માન. નમો. ૬૧

બ્હેનો શિક્ષણ આ મન ધારજો,
કરો માત પિતા ગુણ ગાન. નમો. ૧૨

## શ્રાવિકા ગુણ વર્ણન.

### રાગ ઉપરનો.

નીતિ ધર્મને મારગ ચાલતી,
નવ રાખે અનીતિ લગાર;
શ્રાવક કુળ બાળિકા. એ ટેક. ૧

૧ હાલતું ચાલતું તીર્થ છે. ૨ નઠારો પુત્ર. ૩ નઠારી પુત્રી.

સત્ય ચાલે વદે [1]સત્ય વાણીને,
કદિ [2]મિથ્યા ન બોલે [3]અસાર. શ્રાવક. ૨
ભણે ભણતર ભાવથી [4]ભામિની,
લાભ જ્ઞાનનો લઇ હરખાય. શ્રાવક. ૩
સુખ સંપથી વર્ત્તે સર્વમાં,
આપે [5]શક્તિથી સૌને સ્હાય. શ્રાવક. ૪
કરિ વિનય વડિલનો વર્ત્તતી,
નવ બોલે કદિ મુખ ગાળ. શ્રાવક. ૫
[6]કટુ વચન કદાપિ ન કાઢતી,
નવ આવતી [7]મિથ્યા આળ. શ્રાવક. ૬
ઉઠે વ્હેલી પ્રભાતે પ્રેમથી,
શુદ્ધ થઇ દેવ દર્શન જાય. શ્રાવક. ૭
ગુરૂ ભક્તિ કરે ભલીભાતથી,
રાખે નિર્મળ જે [8]નિજ કાય. શ્રાવક. ૮
નિત્ય સ્વચ્છ રહે શુભ વેષમાં,
કરે ચંચળ થઈ ઘરકામ. શ્રાવક. ૯

---

૧ સાચી વાણી. ૨ ખોટું. ૩ સાર વગરનું. ૪ સ્ત્રી. ૫ પોતાની શક્તિ પ્રમાણે. ૬ કડવાં વચન. ૭ ખોટું આળ. ૮ પોતાની કાયા.

ધન્ય ધન્ય એ શ્રાવક બાળને,
ધન્ય ધન્ય દીપાવે જે નામ. શ્રાવક. ૧૦

---

## વિદ્યાના ઉત્તેજનનો મહિમા.

" મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે–એ રાગ. "

ધન્ય દિવસ છે આજનો, સુણ સાહેલી;
મુજ હૃદયે હર્ષ ન માય, સાંભળ સાહેલી. ટેક. ૧
એક [1]ધનપતિ શ્રાવક આવિયા, સુણ.
જિન કન્યાશાળા માંહ્ય. સાંભળ. ૨
લીધી પરીક્ષા પ્રેમથી, સુણ.
ગવરાવ્યાં સુંદર ગીત. સાંભળ. ૩
પ્રવેશપોથી તણા પાઠ, સુણ.
વંચાવ્યા ધારિ વિનોદ. સાંભળ. ૪
... કર્યા તે પાઠના, સુણ.
પુછયા [2]તેના શુભ સાર. સાંભળ. ૫
[3]મનરંજન કવિતા ઘણી, સુણ.
સુણી હર્ખ્યાં હૃદય અપાર. સાંભળ. ૬

---

૧ પૈસાદાર. ૨ તે પાઠના. ૩ મનને આનંદ આપે તેવી.

પછી ઇનામો આપીયાં, સુણ.
લઈ હરખી શ્રાવક બાળ. સાંભળ. ૭
અતિ ઉત્તેજન આપતાં, સુણ.
[1]તેણે સફળ કર્યો અવતાર. સાંભળ. ૮
પાસ થઇ હું [2]સર્વમાં, સુણ.
જો આ સાડી લાવી આજ. સાંભળ. ૯
કરી પ્રેમથી પ્રભાવના, સુણ.
થયો જ્ઞાનતણો જયકાર. સાંભળ. ૧૦

---

## શ્રાવિકાને શીખામણ.

" કેશી સહિયર જેનો કંથડો—એ રાગ. "

શીખ ધરો સૌ શ્રાવિકા, છો શ્રાવકની બાળ,
સદ્ગુણ શોભા શ્રેષ્ટ છે, ધરો તેમાંહે વ્હાલ.
શીખ ધરો સૌ શ્રાવિકા. ( એ ટેક. )
બ્હેની ભણો ભલીભાતથી, ધરો ઉત્તમ જ્ઞાન,
કેળવણીના પ્રભાવથી, અતિ પામશો [3]સુમાન. શીખ. ૧

---

૧ તે પરીક્ષા લઇ ઉત્તેજન આપનારા ગૃહસ્થે. ૨ બધા વિષયમાં. ૩ સારૂં માન.

વિનય કરીને વર્ત્તજો, ગુણ એ છે [1] મહાન,
વિનય મૂળ આ ધર્મ છે, વધે વિનયથી માન. શીખ. ૨
સંપેથી રહેજો સર્વમાં, નવ રાખો વિરોધ,
નિત્યે ક્ષમા ગુણ રાખજો, નવ કરશોજ ક્રોધ. શીખ. ૩
માત પિતાને સેવજો, જાણી તિર્થ સ્વરૂપ,
આજ્ઞા ઉઠાવજો એમની, ઉપકારી [2] અનૂપ. શીખ. ૪
આળસ છોડી અંગથી. કરો ઘરનાંજ કામ,
સ્નેહે સુઘડતા સાચવો, રાખો હૃદયેજ હામ. શીખ. ૫
સુંદર રાખો સ્વચ્છતા, રહો [3]સ્વચ્છ શરીર.
કેશ સમારી રાખજો, જાણે કોમળ હીર. શીખ. ૬
વાદ કદિ કરશો નહીં, રહો શાંતિની સાથ,
કરવી નહીં કદિ [4]કુથલી; ધરો નિંદા ન હાથ. શીખ. ૭
હાસ્ય કરો નહીં કોઇનું, નવ રાખો ગુમાન,
ઠકુરાણાજીની રીતથી, થાય મોટીજ [5]હાન. શીખ. ૮
[6]પરનિંદા પર કુથલી, નહીં કરવી કદાય,
એથી[7]અવર જનનું અતિ, મ્હેનો હૃદય દુભાય; શીખ. ૯

---

૧ મોટો. ૨ જેની ઉપમા નથી તેવા તે ઉપકારી છે. ૩ ચોખ્ખે શરીરે રહો. ૪ પારકી કુથલી. ૫ નુકશાન. ૬ પારકી નિંદા. ૭ બીજા માણુસનું.

નિત્ય સખીના સાથમાં, રહો સંપથી આપ.
સદ્‌ગુણુ ને શુભ ધર્મની, ધરો સુંદર છાપ. શીખ. ૧૦
પતિ ભક્તિ શુભ ભાવથી, કરો રાખીને ખંત,
[૧]ઇષ્ટ પતિને માનજો, એથી થાય દુઃખ અંત. શીખ. ૧૧
કદિ ધરો નહિ વ્હેમને, તેથી ધર્મનો નાશ,
મિથ્યાત્વ આવે વ્હેમથી; ધ્યાન રાખો એ ખાસ. શીખ. ૧૨
ધરે શિખામણુ શ્રેષ્ટ આ, કોઈ શ્રાવક બાળ,
જન્મ સુધારી શ્રાવિકા, શુદ્ધ થાય [૨]ધર્મપાળ. શીખ. ૧૩

---

## ખંડ ૬ ઠ્ઠો.

### નિશાળે જવા વિષે.

" શ્યામ રંગ સમીપે ન જાવું મારે.—એ રાગ. "

નિત્ય પ્રેમથી નિશાળે જાવું મારે,
સુણુ સખી નિત્ય પ્રેમથી નિશાળે જાવું. એ ટેક.
[૩]પ્રવેશપોથી પાઠ પ્રેમ ધારીને પઠીને,
શ્રાવિકા [૪]સુબોધધારિ થાવું. મારે. ૧

---

૧ પતિને ઇષ્ટ દેવવત્ માનજો. ૨ ધર્મને પાળનારી. ૩ જૈન ધર્મ પ્રવેશપોથીના પાઠ. ૪ સારા બોધને ધારણુ કરનાર

વાંચન કળા વધારી વાંચનો કરીને,
પુસ્તકોની વાંચનાર થાવું. મારે. ૨
ધર્મ શિક્ષણેથી [૧]ધર્મજ્ઞાનને વધારૂં.
[૨]ધર્મ ગીત ગર્વ ધરી ગાવું. મારે. ૩
[૩]શ્રાવિકા તણાં સુભૂષણો ધરી હૃદેમાં,
વાંચુ તો હું સર્વ માંહિ ફાવું. મારે. ૪
વાંચીને સુબોધકારી ધર્મની કથાઓ,
શ્રાવિકાપણું સદા નિભાવું. મારે. ૫
દેવગુરૂ ધર્મ તત્વને સદા [૪]ઉપાસું,
નહિં કદી [૫]અનીતિ પંથ જાવું. મારે. ૬
જ્ઞાનથી સુનીતિ ધર્મના ગુણો વધે છે,
તેથી જ્ઞાનનાં સુગીત ગાવું. મારે. ૭
ધન્ય માત ધન્ય તાત જે [૬]સુતા ભણાવે,
ચરણ તેમનાં પુજું પૂજાવું. મા

---

૧ ધર્મના જ્ઞાનને ૨ ધર્મનાં ગીત. ૩ શ્રાવિકાભૂષણ પુસ્તકના અલંકારો ૪ આરાધું ૫ અનીતિને માર્ગે. ૬ પુત્રી.

# બાવન સતીઓનો મહિમા.

**સખિ નમિએરે નેમિ જિનરાય ગઢ ગિરનારેરે,–એ રાહ.**

સુલસા [1]ચંદનબાળ, સતીઓ સારીરે.
સતી મનોરમાની વાત, લાગે પ્યારીરે. ૧
સતી મદનરેખા રૂપ, ગુણથી ઝળકેરે,
દમયંતી ચરિત અપાર, જનમાં ચળકેરે. ૨
સતી નર્મદા સુંદરી, [2]સદ્‌ગુણ ધારીરે,
સતી સીતા સુંદર રૂપ, શીળ વિહારીરે. ૩
નંદા ભદ્રા અને, સુભદ્રા સારીરે,
થઇ [4]ભારતભૂષણ એહ, ધર્મ સુધારીરે. ૪
રાજિમતી [5]સતીરત્ન, [6]શમરસ ધારીરે,
પ્રભુ નેમિનાથ [7]મુખચંદ્ર, માંહિ ચકોરીરે. ૫
ઋષિદત્તા [8]રસરૂપ, ધર્મ તણું થઇરે,
પદ્માવતી [9]શિવ સ્વરૂપ, શિવપદમાં ગઇરે. ૬

---

૧ ચંદનબાળા. ૨ સારા ગુણને ધારણ કરનારી. ૩ શીળમાં વિહાર કરનારી. ૪ ભરતક્ષેત્રમાં આભૂષણરૂપ. ૫ સતીઓમાં રત્નરૂપ. ૬ શમતા રસને ધારણ કરવામાં મુખ્ય. ૭ નેમિનાથનાં મુખરૂપ ચંદ્રને વિષે ચકોર પક્ષી સમાન. ૮ ધર્મના રસનું રૂપ થઇ. ૯ મોક્ષ સ્વરૂપ.

સતી અંજના એક, નિર્મળ મનનીરે,
શ્રી દેવી સુંદર શીળ, [1]મનહર તનનીરે. ૭

સતી જ્યેષ્ટા જે શ્રેષ્ટ, યશમાં જામીરે,
ધરી સુંદર સદ્‌ગુણ છાપ, શિવપદ પામીરે. ૮

સતી સુજ્યેષ્ટા નાર્ય, બહુ વખણાણીરે,
સતી મૃગાવતી [2]મનરંગ, જનમાં જાણીરે. ૯

સતી પ્રભાવતીનો પ્રતાપ, જન સહુ ગાવેરે,
અતિ ચતુર ચિલ્લણા નારં, જન મન ભાવેરે. ૧૦

સતી બ્રાહ્મી સુંદરી શ્રેષ્ટ, જિનવર બાળારે,
રૂકિમણી રેવતી નાર, [3]ધર્મ વિશાળારે. ૧૧

કુંતી શિવા [4]સુખકાર, [5]સતી ગુણ માળારે,
જયકારી જયંતીબાળ, [6]સદ્‌ગુણ શાળારે. ૧૨

દેવકી દ્રૌપદી [7]ધારણી એ સતીઓરે,
એ પામી સુંદર આપ, [8]શિવપદ ગતિઓરે. ૧૩

---

૧ મનોહર શરીરવાળી. ૨ લોકોનાં મનને આનંદરૂપ. ૩ ધર્મમાં વિશાળ એવી. ૪ સુખ કરનારી. ૫ સતીના ગુણોની માળાવાળી. ૬ સદ્‌ગુણોની શાળારૂપ. ૭ ધારણી એ સતીઓ છે તે, ૮ મોક્ષના પદની ગતિઓને,

કલાવતી કુળવાન, [1]જન મન હારીરે,
સતી પુષ્પચૂલા [2]પ્રતિબોધ, શીળ ગુણુ ધારીરે. ૧૪
પદ્માવતી ગૌરી સતી, ગાંધારી સારીરે,
પ્રસરાવી આ જગ માંહિ, કીર્તિ ભારીરે. ૧૫
સતી લક્ષ્મણા સુંદર રૂપ, સુસીમા બાળારે,
શ્રી જંબૂવતી જયવંત, [3]બુદ્ધિ વિશાળારે. ૧૬
સત્યભામા રૂક્મિણી યક્ષા, સતીઓ જાગીરે,
જિન શાસનમાં વિખ્યાત, થઈ [4]બહુભાગીરે. ૧૭
યક્ષા દિન્ના ને ભૂતા. [5]ભય હરનારીરે,
ભૂતદિન્ના સાધ્વી રૂપ, [6]ભવ તરનારીરે. ૧૮
સેણા વેણા રેણા, સુંદર નારીરે,
સતી શીળવતીની વાત, [7]મુદ કરનારીરે. ૧૯
નંદયંતી રોહિણી સતી, શુદ્ધ કુળ કાંતારે
રતિ સુંદરી શ્રીમતી નામ, [8]સુખકર [9]શાંતારે. ૨૦
એ બાવન સતીઓ પ્રગટી, ભારત જનમાંરે,
નિત્ય સ્મરણ કરો તે નામ, [10]ભવિજન મનમાંરે. ૨૧

---

૧ લોકોનાં મનને હરનારી. ૨ પ્રતિબોધ અને શીલ ગુણને ધારણ કરનારી. ૩ બુદ્ધિમાં વિશાળ એવી. ૪ ભાગ્યવાન. ૫ ભયને હરનારી. ૬ સંસારને તરનારી. ૭ હર્ષ કરનારી. ૮ સુખ કરનારી. ૯ શાંતિવાળી. ૧૦ હે ભવિજન !

## વિદ્યારૂપી વાટિકા.

" તિર્થતણી આશાતના નવ કરીએ—એ રાગ. "

સુંદર [૧]વિદ્યા વાટિકા શી મજેની,
ખીલી ખૂબ અપાર;
ચાલો સખી સૌ શ્રાવિકા સ્નેહ ધારી,
તેમાં કરિએ વિહાર. સુંદર એ ટેક.

[૨]બોધ કુસુમના હારને કંઠ ધરિએ,
[૩]નીતિ પલ્લવ સાથ;
સમકિતના શૃંગારમાં સ્નેહ કરીએ,
રમિએ સૌ સાથ. સુંદર. ૧

મનહર [૪]તત્વના મંડપે બ્હેન બેસી,
લઇએ શીતળ છાંય;
[૫]અજ્ઞાન અંતર તાપને [૬]પરહરિએ,
થાય નિર્મળ કાય. સુંદર. ૨

ગુણ ગુલાબની વાસમાં રસ ધરિએ,
[૭]પાઠ પુષ્પના ગુચ્છ;

---

૧ વિદ્યારૂપી વાડી. ૨ બોધરૂપી પુષ્પના હારને. ૩ નીતિરૂપી પલ્લવની સાથે. ૪ નવ તત્વરૂપી મંડપમાં. ૫ અજ્ઞાનરૂપ હૃદયના તાપને. ૬ પરહરિએ—છોડી દઇએ ૭ પાઠરૂપી પુષ્પના ગુચ્છ.

ચંપો [1]ચારિત્રનો બ્હેકતો ત્યાં મજેનો;
તેની ખુશબો [2]ન તુચ્છ. સુંદર. ૩

દર્શન ડોલર પુષ્પની વાસ લઇએ,
ગુરૂ ધર્મ ને દેવ;
[4]શુદ્ધ વિલોકી [5]અંતરે જઈ ઠરીએ,
કરી ભાવથી [6]સેવ. સુંદર. ૪

[7]તપરૂપ તિલકના વૃક્ષને [8]સુવિલોકી,
ધરીએ અતિ પ્યાર;
જીવદયાની વેલડી શી મજેની,
એ છે ધર્મમાં સાર. સુંદર. ૫

બકુલ છે બોધના પાઠ ત્યાં સુખકારી,
નવ પલ્લવ રૂપ;
શીળ અશોકની છાયા છે [12]શિવકારી,
બ્હેનો એ છે [13]અનૂપ. સુંદર. ૬

---

૧ ચારિત્રરૂપી ચંપાના ફુલ. ૨ તુચ્છ નહીં એટલે ભારે. ૩ દર્શનરૂપ ડોલરના પુષ્પની સુગંધ લઇએ. ૪ શુદ્ધ દેવગુરૂ ને ધર્મને જોઈને ૫ અંતરે-હૃદયમાં. ૬ સેવા. ૭ તપરૂપી તિલકના વૃક્ષને. ૮ સારી રીતે જોઇને. ૯ જીવ દયારૂપી વેલ. ૧૦ ત્યાં બોધ પાઠરૂપી બોડસલીનાં ઝાડ છે, ૧૧ શીળરૂપી આસોપાલવની છાયા છે. ૧૨ મોક્ષ સુખને કરનારી ૧૩ જેની ઉપમા નથી એવી.

[1]ભક્તિ હવામાં હર્ષથી જઈ ફરીએ,
પતિ પ્રેમથી શીત;
[2]કેળવણીના કુંડમાં એમ ન્હઈએ,
મળે સુંદર રીત. સુંદર. ૭

દુર્લભ શ્રાવક જન્મ આ બ્હેન મળિઓ,
પામ્યા [3]જિનવર ધર્મ;
સફળ કરો તે શ્રાવિકા શુભ રીતે,
કરો [4] સુકૃત કર્મ. સુંદર. ૮

---

## નવ તત્વ વિષે.

" શંકર શારદાને પાય લાગું રે—એ રાગ. "

### ધોળ.

આવો બ્હેનો વિદ્યારસ લહીએરે,
નવ તત્વની વાતો કહીએરે. ૧

પ્રાણ [5]ધારે તે જીવ કહેવાયરે,
જ્ઞાન ચેતનથી ઓળખાયરે. ૨

---

૧ ભક્તિરૂપી હવામાં. ૨ કેળવણીરૂપી કુંડમાં–હોજમાં. ૩ જિનભગવંતે પ્રરૂપેલો ધર્મ. ૪ સારાં કામ. ૫ ધારણ કરે.

જ્ઞાન ચેતન જેમાં ન જાણોરે,
તે અજીવ [1]જડથી પ્રમાણોરે, ૩

શુભ કર્મથી પુણ્ય જણાયરે,
તેથી જીવને બહુ સુખ થાયરે. ૪

[2]કર્મ અશુભથી પાપની રીતિરે,
તેથી જીવને થાયે [3]ભીતિરે. ૫

જેમાં કર્મની આવક થાયરે,
તે તો આશ્રવ તત્વ ગણાયરે. ૬

કર્મ આવતાં જેથી રોકાયરે,
તત્વ સંવર તે ઓળખાયરે. ૭

ક્ષય કર્મનો [4]દેશથી જેમાંરે,
ગણે નિર્જર તત્વને તેમાંરે, ૮

કર્મ જુનાં નવાં જ્યાં મળેછેરે,
બંધ તત્વ તે જીવ [5]કળેછેરે. ૯

સર્વ કર્મ તણો ક્ષય થાતાંરે,
મોક્ષ તત્વ એ અતિ સુખદાતારે. ૧૦

---

૧ જડ પદાર્થોથી પ્રમાણે. ૨ કર્મની અશુભ પ્રકૃતિથી. ૩ ભય. ૪ દેશથી કર્મનો ક્ષય. ૫ અનુભવે છે.

નવ તત્વની વાત આ ધારીરે,
મ્હેનો [1]અંતર લેજો વિચારીરે. ૧૧

---

## પુણ્યનો બંધ.

### સીતાજીના મહિનાનો રાગ.

સહુ સાંભળો શ્રાવક બાળ, કહું વાત બોધની,
ક્યમ થાય છે પુણ્યનો બંધ,કટો [2]મતિ શોધની. ૧
આપો ભોજન ભામિની નિત્ય, ભુખ્યાંને ભાવથી,
તરષ્યાંને કરાવો [3]પાન, હૃદયના લ્હાવથી. ૨
આપો નિર્મળ મનથી નિવાસ, નોધારાને [4]ધામમાં,
નિરાધારને સુવા સેજ, રચાવો પ્રેમમાં. ૩
ઢાંકો અંગ ઉઘાડાં [5]દીનનાં, દીલ દયા ધરી,
મનમાંહિ ધરો સુવિચાર, સદા શુભ આચરી. ૪
ધરી પ્રેમ પ્રશંસા વાક્ય, [6]વદો જન સર્વને,
કરો કાયાથી સંતની સેવ, ધરો નહિં ગર્વને. ૫

---

૧ હૃદયમાં. ૨ શોધક બુદ્ધિ કરો. ૩ જળનું પાન. ૪ ઘરમાં. ૫ ગરીબના. ૬ બોલજો.

કરી નમન વિનયથી આપ, સદા મન [1]રાચજો,
એથી પામશો પુણ્યના બંધ, વિગત આ વાંચજો. ૬

---

## સમકિત રૂપ સાડી.

### ગરબી.

પ્હેરને પ્હેરને પ્હેરનેરે,
બ્હેનિ સમકિત સાડી પ્હેરને. ( એ ટેક ).
શુદ્ધ ગુરૂ શુદ્ધ દેવ [2]કશબની,
ભાતો ખીલી [3]ભાવ લ્હેરનીરે. બ્હેની. ૧

એ સાડી શોભા સાચી ધરે છે,
જુઠી સાડી વસ્ત્ર જ્વેરનીરે. બ્હેની. ૨

સમકિત સાડી [4]સુધા સરિખી,
નહિં થાય લાહ્ય [5]ભવ ઝેરનીરે. બ્હેની. ૩

ક્રિયા કનેરી તેને લગાડી,
શોભા [6]જિનેશની મ્હેરનીરે. બ્હેની. ૪

---

૧ રાજી થજો. ૨ શુદ્ધ દેવ ગુરૂરૂપી કશબની. ૩ ભાવરૂપ લ્હેરની. ૪ અમૃત. ૫ સંસારરૂપ ઝેરની બળતરા. ૬ જિન ભગવંતની કૃપારૂપ શોભા.

સમકિત સાડી [1]શમતા ભરેલી,
શી કહું વાત એ લ્હેરનીરે. બ્હેની. ૫
સાડી તે સુંદર [2]શુભ ગતિ આપે,
ફેરી આવે ન વાત [3]ભવ ફેરનીરે. બ્હેની. ૬
સમકિત સાડીનું મૂલ ન થાયે,
(તે) ધરો શ્રાંવક બાળ લ્હેરનીરે. બ્હેની. ૭

---

## સદ્ગુણી શ્રાવિકાને ધન્યવાદ.

ધન્ય વનરાવન,બંસીવટની છાયારે,જ્યાંરે હરિ બેસતા.

( એ રાગ. )

ધન્ય શ્રાવક બાળ.
જે શ્રાવક કુળ જન્મી સદ્ગુણ [4]ધારતી;
ધન્ય [5]વીરની બાળ,
વિદ્યા વિનય ધરીને જન્મ સુધારતી.
( એ ટેક. )

---

૧ શમતાથી ભરેલી. ૨ સારી ગતિ. ૩ સંસારના ફેરાની.
૪ ધારણ કરતી. ૫ વીર પ્રભુની બાળ.

ધન્ય [1]માનવ જન્મ વિવેક ભર્યો,
ધન્ય શ્રાવક કુળ અવતાર ધર્યો;
ધન્ય જિનવર ધર્મ [2]હૃદેજ કર્યો. ધન્ય. ૧

ધન્ય તે બાળા જે જ્ઞાન ધરે,
જે શીળ તણી રક્ષાજ કરે;
તે આ [3]ભવસાગર પાર તરે. ધન્ય. ૨

ધન્ય કેળવણીરૂપ કલ્પલતા,
જે સેવે તે જનની [4]મહતા;
મનવાંચ્છિત આપે ને [5]શમતા. ધન્ય. ૩

ધન્ય જે નારી પતિભક્ત બને,
પતિ સેવે પ્રેમ ધરી [6]સુમને;
તે પામે શિવસુખ [7]જ્ઞાન ધને. ધન્ય. ૪



---

૧ મનુષ્ય જન્મ. ૨ હૃદયમાં. ૩ આ સંસારરૂપી સમુદ્ર. ૪ મોટાઈ. ૫ શમતાને આપે. ૬ સારા—શુદ્ધ મનથી. ૭ જ્ઞાનરૂપ ધને.

# ખંડ ૭ મો.

## શ્રાવિકાની દિનચર્યા.

" જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ—એ રાગ.

આવો આવો શ્રાવક બ્હેનો સાંભળોરે લોલ,
કરિએ સારી [1]દિનચર્યાની વાતજો;
નિયમ પ્રમાણે નિત્યે [2]સમય [3]પ્રસારિએરે લોલ,
થાયે તેથી લાભ ઘણો [4]વિખ્યાતજો. આવો ૧

નિત્ય પ્રભાતે વ્હેલાં ઉઠો પ્રેમથીરે લોલ,
શુદ્ધ બની જિન ભક્તિ કરજો આપજો;
સામાયિક સાધનથી જ્ઞાન વધારજોરે લોલ,
[5]આવશ્યક આચરતાં હરજો પાપજો. આવો. ૨

દેવગુરૂ ને ધર્મતણી સેવા કરીરે લોલ,
સમકિત શોભા ધરજો નિર્મળ મનજો;
સમકિતના શ્રૃંગારે સુંદર શ્રાવિકારે લોલ,
શોભે સુંદર તેથી નિર્મળ [6]તનજો. આવો. ૩

---

૧ દિવસનું નિત્ય કર્મ. ૨ વખત. ૩ નિર્ગમન કરીએ. ૪ પ્રખ્યાત. ૫ સામાયિક, પ્રતિક્રમણ વિગેરે આવસ્યકક્રિયા. ૬ શરીર.

[1]પ્રાસુક ભોજન લઇ વિદ્યા બળ સાધજોરે લોલ,
વડિલતણાં [2]આદેશે કરજો કામજો;
ચોખ્ખાઈ ચતુરા નિત્યે ચિત્તથી રાખજોરે લોલ,
રાખી સુઘડતા કરજો ઘરનાં કામજો. આવો. ૪

રસવાળી [3]રસવતી રસેથી પકાવજોરે લોલ,
બહુ સંભાળી સાચવજો આચારજો;
પતિ વડિલને [4]પૂર્વ જમાડી પછી જમોરે લોલ,
[5]ગૃહિણીનો એ ધર્મ સર્વમાં સારજો. આવો. ૫

નવરાશે નવ નવલાં પુસ્તક વાંચજોરે લોલ,
હૃદય [6]શ્રાવિકા ભૂષણ ધરજો નિત્યજો;
[7]પ્રવેશપોથી પાઠ[8]પઢો પ્રેમે કરીરે લોલ,
બ્હેન રાખજો ગૃહ મર્યાદા રીતજો. આવો. ૬

સાંયંકાળે જાવું સખીઓ સાથમાંરે લોલ
દર્શન કરવા જિનમંદિર સુખકારજો;
પ્રેમ ધરી પતિ સેવો [9]ગૃહ એકાંતમાંરે લોલ;
સુવું સૂજો સ્મરણ કરીને મન નવકારજો. આવો. ૭

---

૧ શુદ્ધ-નિર્દોષ. ૨ આજ્ઞાએ. ૩ રસોઇ. ૪ પહેલા પતિ અને વડીલ જનને જમાડીને. ૫ સ્ત્રીનો. ૬ શ્રાવિકા ભૂષણ પુસ્તક વાંચી હૃદયમાં ધારણ કરજો- બીજે પક્ષે હે શ્રાવિકા ? સૌભાગ્યનાં આભૂષણ-હાર વિગેરે હૃદય ઉપર ધારણ કરજો ૭ જૈન ધર્મ પ્રવેશપોથીના પાઠ. ૮ ભણો. ૯ ઘરના એકાંત ભાગમાં.

એ રીતે રમણી સૌ નિત્યે ચાલજોરે લોલ,
કદિ ન છોડો ધર્મ શ્રાવિકા બાળજો,
તેથી ભવસુખ પામી શિવસુખ સાધશોરે લોલ,
થાશો નિર્મળ શુદ્ધ [1]સતીવ્રત પાળજો. આવો. ૮

## જિન દર્શનનો ઉત્સાહ

" આનંદની લ્હેરી સખી મારે આનંદની લ્હેરી—એ રાગ. "

અધિક ઉમંગ વધ્યો.
સખી મારે અધિક ઉમંગ વધ્યો. એ ટેક.
પામી હું દર્શન શ્રી જિનવરનું,
મુજ [2]મન કામ સર્યો સખી. ૧
નિર્મળ [3]નયને નાથ નિરખતાં,
હૃદયે ભાવ ધર્યો. સખી. ૨
દેખી શ્રી પરમેશ્વર પ્રીતે,
આનંદ [4]ઉરમાં ઠર્યો. સખી. ૩
ભાળીને ભગવંત [5]ભવોદધિ,
રહેજે સુખથી તર્યો. સખી. ૪

---

૧ સતીવ્રતને પાળનારી. ૨ મારા મનની કામના. ૩ નેત્રથી ૪ હૃદયમાં. ૫ સંસારરૂપ સાગર.

# સાસરે જતી પુત્રીને માતાની શીખામણ.

## રાસડો.

માતા કહે પુત્રીરે, શીખામણ સાંભળ મારી.
સાસરિઆમાં જાવુંરે, રહેવું કયમ ત્યાં [1]ગુણધારી. ૧
વિનય બ્હેન કરજેરે, વડિલનો વિવેક વિચારી,
સાસુને તું ગણજેરે, [2]મારી સમ સ્નેહને ધારી. ૨
પિતા સમ જાણીરે, શ્વસુરની સેવા કરજે,
નણંદને નિરખીરે, હૃદય માંહિ પ્રેમજ ધરજે. ૩
દેરાણી જેઠાણીરે, [3]ગણી બ્હેન સંપજ ધરજે,
સંબંધી સગાંમાંરે, હૃદયથી હેતજ કરજે. ૪
ધરી લાજ રહેજેરે, કુલીનનું બાળક તું છે,
શ્રાવક કુળ જાયારે, દયાની પાળક તું છે. ૫
પતિ પહેલાં જાગીરે, બધાં કામ ઘરનાંજ કરજે,
સુઘવડતા રાખીરે, સદાચારને મન ધરજે. ૬
વચનથી તું પળજેરે, ખરી ટેક રાખીને રહેજે,
કપટ નવ ધરજેરે, સરળ થઈ સત્યને કહેજે. ૭

---

૧ સાસરીયામાં કેવા ગુણ ધરીને રહેવું. ૨ મારી સમ—એટલે માતાની સમાન સાસુને ગણજે. ૩ દેરાણી જેઠાણીને બ્હેન સમાન ગણી.

પતિપર પ્રેમેરે, રહી તેની સેવા કરજે,
સદા ભક્તિ ભાવેરે, આજ્ઞા એની [1]શિરપર ધરજે. ૮
કદિ હોય બ્હેનીરે, નઠારી ટેવ પતિની,
સહન તે કરજેરે, ખરી એ છે રીત સતીની.
કદિ નવ કરવીરે, સાસરિઆની વાત ઉઘાડી,
ગંભીરતા રાખીરે રહેવું બ્હેન દાડી ને દાડી. ૧૦
નહિં [2]પરનરશુંરે, હસી બોલી વાતજ કરવી,
નહીં પરનિંદારે, કદિ બ્હેન કાનજ ધરવી. ૧૧
પુત્રી આ શીખામણુરે, હૃદયમાંહી પ્રેમથી ધરજે,
સુખી થઇ શાણીરે, શ્રાવકભવ સેખ કરજે. ૧૨

---

## સદ્‌ગુણનો મહિમા.

સુરતા લાગી છે જેની, ભ્રમતા ભાગી છે ( એ રાગ. )

સદ્‌ગુણ ધારો બ્હેનો જન્મ સુધારો.
દુર્ગુણ દિલમાંથી દૂર વિહારો;
બ્હેનો સદ્‌ગુણ ધારો. ( એ ટેક. )

---

૧ મસ્તક ઉપર. ૨ પરનરશું—પારકા પુરૂષની સાથે.

સદ્‌ગુણની શોભા દેહ દીપાવે,
સદ્‌ગુણ ધારી [1]સતી સર્વને ભાવે. વ્હેનો. ૧
સદ્‌ગુણ લોકમાંહિ લાજ વધારે,
ઉજ્વળ યશ જગમાંહિ [2]પ્રસારે. વ્હેનો. ૨
સદ્‌ગુણી નારી નિત્ય સન્માન પામે,
સુખ ધરીને દુઃખ દૂરથી [3]વામે. વ્હેનો. ૩
સદ્‌ગુણ પ્રીતે શુભ કામ કરાવે,
સદ્‌ગુણ લોક માંહિ માન અપાવે. વ્હેનો. ૪
સદ્‌ગુણી નારી ધન્ય ધન્ય કહાવે,
સદ્‌ગુણ ભવિજન ભાવથી ભાવે. વ્હેનો. ૫

---

## કન્યાને બોધ આપવા માતાને પ્રાર્થના.

બાલી બાચરારે મુજને તારો—એ રાહ.

માતા શ્રાવિકારે,
આપો બાળાને બોધ. ( એ ટેક. )
બોધ વિનાની બાળા રહેશે,
જાણે તે [4]હેવાન;

---

૧ સતી શ્રાવિકા ૨ ફેલાવે. ૩ ત્યજી દે. ૪ જાણે પશુ હોય તેવી રહેશે.

અજ્ઞાની અબળા તે થાશે,
જન્મ બધો હેરાન. માતા. ૧

બોધ વિના બાળાનો થાશે,
વિફળ બધો અવતાર;
લક્ષ્મીને વૈભવ સુખ સઘળાં,
બોધ વિનાજ અસાર. માતા. ૨

ધન્ય શ્રાવિકાજન્મ થયો આ,
સર્વ [1]આર્યમાં શ્રેષ્ઠ;
બોધ વિના આ ઉત્તમ ભવને,
કરો કેમ [2]અતિ નેષ્ટ. માતા. ૩

બોધ ધરીને શ્રાવકબાળા,
કરે સફળ અવતાર;
જ્ઞાન તણી ગમ્મત લઇ પામે,
આ [3]ભવસાગર પાર. માતા. ૪

---

૧ સર્વ આર્ય જાતિમાં ઉત્તમ. ૨ ઘણો નઠારો. ૩ આ સંસારરૂપ સમુદ્ર.

# જિનેશ્વરના નામનો મહિમા.

**ધન્ય વનરાવન, બંસીવટની છાયારે, જ્યારે હરિ બેસતા.**

( એ રાહ. )

કરિ નિર્મળ મન,
શ્રી જિનેશ્વર નામ જપો રસનાથકી;
ધરી શ્રી જિન ધ્યાન,
આ શ્રાવક ભવ [૧]સાર્થ કરો અતિ પ્રેમથકી.
( એ ટેક. )

એ નામ તણો મહિમા મોટો,
આ સર્વ પ્રપંચ બધો ખોટો;
તેથી થાય સફળ આ [૨]ભવ છોટો. કરી. ૧

જિન નામ થકી થાય [૩]શુદ્ધ મતિ,
નિત્ય નિત્ય વધે શુભ [૪]ધર્મરતિ;
થાય અંત સમયમાં મોક્ષ ગતિ. કરી. ૨

---

૧ સાર્થ—લેખે. ૨ સંસાર. ૩ શુદ્ધ બુદ્ધિ. ૪ ધર્મ ઉપર પ્રીતિ.

જિન નામથી કૈક ભવિક તર્યા,
શુભ ભાવ ધરી નિજ કર્મ [1]હર્યાં;
શુભ મુક્તિનગરમાં [2]પાય ધર્યા. કરી. ૩

ધન્ય તાત [3]જનેતા તેહતણી,
તે સર્વ [4]સુજનમાં રત્નમણિ;
જેને પ્રીતિ શ્રી જિન નામ તણી. કરી. ૪

જિન નામ જપી ભવ પાર તરો,
પરમેષ્ટિ ભજનમાં ભક્તિ કરો;
[5]મન શ્રાવક બાળ એ સાર ધરો. કરી. ૫

---

## કલ્યાણ.

ક્ષાન્તિ ધારજો ક્રોધ વારજો,
ક્રોધનાં અભાવથીજ કર્મ હારજો;
રોષતણો સંસર્ગ કર્યાથી, વધશે દુઃખ અપાર,
ધૈર્ય બુદ્ધિનો વિનાશ કરશે, એહ માંય નહિં સાર.
ક્ષાન્તિ. ૧

---

૧ પોતાના કર્મને દૂર કર્યા. ૨ પગ. ૩ માતા. ૪ સારા લોકમાં. ૫ હે શ્રાવક બાળા ! મનમાં એ સાર ધારણ કરો.

એહતાણું વિસ્તાર પમાડે, કરે ધર્મનો નાશ,
દુર્ગતિ પતન કરાવે સહુને, સફળ ન થાએ આશ.
ક્ષાન્તિ. ૨
અનલોપમ એ રોષ પ્રમાણો, બાળે જગને એક,
એહ ઉષ્ણ અગ્નિથી સુજનો, દૂર રહો ધરી ટેક.
ક્ષાન્તિ. ૩
યમ સમ રોષી જનને દેખી, લોક કહે ફિટકાર,
એને વારી શ્રાવક જન સહુ, કરો જૈન જયકાર.
ક્ષાન્તિ. ૪

---

## ક્ષત્રી કલંક.

કરો શીળતણી સહુ સેવ,
શીળથી સદા સુખ થાશેરે,
એથી દુઃખ જશે તત્ખેવ. શીળ.
શુભ શીળતણો શું પ્રભાવ. શીળ.
એ છે ભવનિધિ કેરો નાવ. શીળ.
ધરો મનવચકાયથી એહ. શીળ.
એથી પવિત્ર થશે શુભ દેહ. શીળ.
સહુ લોક કરે યશ વાદ. શીળ.
શીળથકી મટે સહુ ઉન્માદ. શીળ.

શીળ ધારો સદા ધરી શભ ભાવ. શીળ.
દુખ દારિદ્રથી કરશે બચાવ. શીળ.
શીળ મંત્રથીજ જગ છે આધીન. શીળ.
ચોથા વ્રત માંહે થાઓ સહુ લીન. શીળ.
શીળથકી મોક્ષનગર ન દૂર. શીળ.
એહ ગુણ ધારવાને થાઓ શૂર. શીળ.
શીળધારીતણી સેવા કરે દેવ. શીળ.
સહુ સંપદાઓ આવે સ્વયમેવ. શીળ.
શુભ શ્રાવકનું એજ વ્રત સાર. શીળ.
એથી સફળ થશે અવતાર. શીળ.
શુભ વીરનાં શાસનનીં આ વાર. શીળ.
સહુ મળી કરો જય જયકાર શીળ,

---

## ધોળ.

રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં—એ રાહ.

સુજ્ઞ શ્રાવકો સમક્તિ આદરો,
જેથી થાય મિથ્યા સહુ દૂર;
વધે બહુ નૂર, સદા સમક્તિ ધરો.
તજો દોષ સદા સમક્તિ તણા,

જે છે સમક્તિના હરનાર;
તજો નર નાર. સદા.
મિથ્યા દોષથી જીવ સંસારમાં,
પામે જન્મ મરણુના ત્રાસ; સદા.
જ્ઞાન મેળવી શ્રદ્ધા ધારજો,
એ છે શ્રાવક કુળનો આચાર,
સદા શુભ કાર. સદા.
મિથ્યા પાશમાં પતિત થવા થકી,
દુખ પામશો હરિણ સમાન;
ન રહે સુખ ધામ. સદા.

---

## સીતાજીના મહિનાનો.

સહુ સજ્જ સુખકર એક સંતોષને ધારજો,
અન્ય વસ્તુતણો અભિલાષ હૃદયથી વારજો;
નિજ વસ્તુતણી શુભ શોધ હૃદયમાં સહુ કરો.
શુભ નર ભવ પામી બોધ સદા જન એ ધરો.

અન્ય વસ્તુથી તુષ્ટિ આ જીવને થાય નહીં કદા,
નિજગુણ ગણુથીજ સંતોષ મળે સુખ સર્વદા;
દુષ્ટ વાજિ સમાન દુઃખદ અભિલાષને મારજો,
વિશ્વ અટવિ માંહિ દોરનાર સદા પરિહારજો.
તોષ ધારી જગતમાં આત્મિક સુખને ભોગવે,
સુખ સ્વર્ગતણું ત્રિદશેશ તેવું નહિ અનુભવે;
શુભ શ્રાવક થઇ પરિતોષ સુખદને આદરો,
શુભ વીરતણા સુખકાર શાસનની જય કરો.

---

## રેલગાડીના સ્વરૂપમાં આત્મબોધ.

( જીવને શ્વાસતણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ,
એ રાગ. )

મુરખો ગાડી દેખી મલકાવે,
ઉમ્મર તારી રેલ તણી પેરે જાવે.
એ આંકણી.
સંસાર રૂપી ગાડી બનાવીને,
રાગ દ્વેષ દોય પાટા,

દેહ ડબ્બા ને પળ પળ પઇડાં,
એમ ફરે આયુના આંટારે. મુ. ૧.
કર્મ અંજીનમાં કષાય અગ્નિ,
વિષ વારીમાં ભરીયું,
તૃષ્ણા ભુંગળુ આગળ કર્યું,
તે ચાંરે ગતિમાં ફરીયુંરે મુ. ૨
પ્રેમ રૂપી આંકડા વળગાડયા,
ડબ્બે ડબ્બા જોડયા ભાઈ,
પૂરવ ભવની ખરચી લઈને,
ચેતન બેસારૂ બેઠા માંહિરે. મુ. ૩
કોઇએ ટીકીટ લીધી નર્ક તિર્યંચની,
કોઇએ લીધી મનુષ્ય ને દેવા,
કોઇએ ટીકીટ લીધી સિદ્ધ ગતિની.
પામવા અમૃત મેવારે. મુ. ૪
ઘડી ઘડી ઘડીઆળાં વાગે.
નિશ દિન એમ વહિ જાવે,
વાગે વ્હીસોટી ને ઉપડે ગાડી
આડા અવળા મેલ આવેરે. મુ. ૫
આયુષ્ય રૂપી આવ્થું ઇસ્ટેશન.
હંસલો તે હાલું હાલું થાવે.

પાપે ભરી પાપોટ લઈ જાતાં,
કાળે કોટવાળ ત્યાં આવેરે. મુ. ૬
ઝાલી નરકમાં જમ રાયા પાસે.
જઇ સોંપ્યો તત્કાળે,
આરંભ કરીને આવ્યો પરૂણો,
કુંભી તે પાકમાં ઘાલેરે. મુ. ૭
લાખ ચોરાશી જીવાયોનીમાં,
જીવડો રૂલે વારંવાર,
સત ગુરૂ શિખે ધર્મ આરાધે,
તો પામે મુક્તિનું દ્વારરે. મુ. ૮
સંને અઠાશીના વરષે,
આત્મ ધ્યાન લગાડી,
ગોપાળ ગુરૂના પુન્ય પસાયે,
મોહુન ગાય ભાવે ગાડીરે. મુ. ૯

---

## ધર્મનો પ્રભાવ.

" ક્ષમા ખડ્ગ ધરી હાથ, કરો વિજય ભાઇ—એ રાગ. "
બનો સર્વ વીરપુત્ર વીર ધર્મધારી,
પ્રેમથી કરો પ્રભાવ ધર્મનો સુધારી.
બનો. એ ટેક.

ધર્મમાંહી ધીર બની, ધર્મવીર થાઓ,
ધર્મકીર્તિને પ્રસારી ધર્મગીત ગાઓ. બનો. ૧

ધર્મ કલ્પવૃક્ષરૂપ વિશ્વમાંહી જાણો,
વાંછિતો[૧] કરે સુપૂર્ણ[૨] સર્વ એ પ્રમાણો. બનો. ૨

ધર્મથી મળે સુવંશ[૩] ધર્મ જ્ઞાન આપે.
ધર્મથી અરોગ[૪] અંગ ધર્મ કષ્ટ કાપે. બનો. ૩

ધર્મનો સુરંગ અંગ જે ધરે ઉમંગે.
અનંત[૬]શર્મ સંગ તે ધરે સદા અભંગે[૭]. બનો. ૪

ધર્મ તાત ધર્મ માત ધર્મ ગુરૂ સાચો,
ધર્મ વિના અન્ય બધો સ્નેહી વર્ગ કાચો. બનો. ૫

ધર્મથી અપાર જીવ સ્વર્ગમાંહીં જામ્યા.
ચક્ર[૮]ધર્મ ચક્રધારી થઇ શિવે[૯] વિરામ્યા. બનો. ૬

---

૧ ઇચ્છાઓ ૨ પૂર્ણ કરે. ૩ સારૂં કુળ. ૪ નિરોગી શરીર. ૫ સુરંગ —સારો રંગ અથવા ઉત્તમ આનંદ. ૬ જેનો અંત —નાશ નથી, એવા સુખનો એટલે મોક્ષ સુખનો સંગ. ૭ જે- નો કદિ ભંગ નથી તેવો. ૮ ચક્રવર્તી અને તીર્થકરો. ૯ મો- ક્ષે ગયા.

## ॥ સમાપ્ત. ॥